# સ્વર્ગની નીસરણી.

---

ધન્ય ધન્યું આજે ધારણ ધરીયા,
દયા કરીને મંદીર આવોરે રામ, ૧
ધર્મ રાજા [illegible] કચેરીમાં બેઠા,
ચહેસ્તવની વાતો કરીરે રામ. ૨
પાપી પાંખડીને બાંધિને લાવો,
વહેસ્તવની વાતો કરોરે રામ. ૩
એમ કહીને ચાર જમડારે ચાલ્યા,
મૃત્યુલોકમાં આવ્યારે રામ. ૪
પાપી પાંખડીને કેમ ઓળખીએ,
વહેસ્તર જન કેમ ઓળખાયેરે રામ; ૫
સવારના પહોરમા નાહવું ને ધોવું,
પુન્યને દાન કાંઇ કરવારે રામ. ૬
એ એંધાણીએ વહેસ્તર જાણવા,
પાપી ચંડાળને બાંધી લાવોરે રામ. ૭
એમ કરીને ચાર જમડારે ચાલ્યા,
રાજાના હાડમાં પેઠારે રામ. ૮
પહેલો કહે છે હું તાવજ થઇશ,
રાજાના હાડમાં પેસુંરે રામ. ૯
બીજોરે કહે છે હું વધદજ થઇશ,

રાજાની નાડીઓ જોઉંરે રામ. ૧૦
ત્રીજો કહેરે હું તો જોશીરે થઇશ,
રાજાના જોશ જોઉંરે રામ. ૧૧
ચોથો કહેરે હું તો શેઠીઓ થઇશ,
બજારે હાટ કાઢી બેસુંરે રામ. ૧૨
એમ કહી ચાર જમડારે ચાલ્યા
રાજાના હાડમાં પેઠારે રામ. ૧૩
રાજાની દાસીનો વઇદજ પોકારે,
વઇદના વઇદ બોલાવોરે રામ. ૧૪
અંછારામ વઇદ તમે આંહીંજ આવો,
રાજની નાડીઓ જુવોરે રામ. ૧૫
તાવજ તરીઓને એકાંતરીઓ,
ચોથીઓ જામર જાણુંરે રામ. ૧૬
એમ કરીને એક પડીકી આપી,
ત્યાંહાંતે ત્યાં ઘડીતા થયારે રામ. ૧૭
સગાં વહાલાં સરવે રોણે થઇ બેઠાં,
અંતરના સગા સોડમાં પેઠારે રામ. ૧૮
જીવ જતાં એનો કોઇએ નવ જાણ્યો,
પલકમાં દેહજ પડીયો રે રામ. ૧૯
લીલુંડા વાંસની પાલખી બંધાવો,
ઉંચકનારા જણ ચાર લાવોરે રામ. ૨૦
ચાર જણાઓની ચોપાઇએ ચાલે;
પુરષે પાલખી લીધીરે રામ. ૨૧

ચકલા સુધી એને સરવે વળાવે,
વહાલા વળાવી પાછા વળીયારે રામ. ૨૨
પાછું વાળીને પ્રાણી શું એ જુઓ છો,
ક્યારે ગયા સગાવ્હાલારે રામ. ૨૩
વહાલાં વળાવી તારા પાછરે વળીયાં;
વાહાલો તે વન કેની કાઢીરે રામ. ૨૪
પેહેલે પગથીએ પ્રાણી જેમ તેમ ચડીયો,
બીજે પગથીએ ભાલા દીઠારે રામ. ૨૫
આરે ભાલામાં કેમરે ચલાશે,
હવે તો શી ગતી થાશેરે રામ. ૨૬
ભાલાં દેખીને પ્રાણી થરથર કંપ્યો,
ઝુલકે ભેખર બેઠારે રામ. ૨૭
બેસો બેઠો જીવને ફરી ફરી પુછે,
શારે કર્યા પુન્યને દાનરે રામ. ૨૮
નથી કર્યા પુન્યને તો નથી કર્યા દાન,
દયાનો મારગ ભુલી ગયોરે રામ. ૨૯
હૂરે શું જાણું આગળ વિપત પડશે,
જમડા તો માર ઘણો મારેરે રામ. ૩૦
લોઢાના ગેડી વતી પ્રાણીને મારે,
બરકાને બુમો પાડેરે રામ. ૩૧
બીજે પગથીએ પ્રાણી જેમ તેમ ચડીયો;
ત્રીજે પગથીએ ગોખરૂ દીઠારે રામ. ૩૨
આરે ગોખરૂમાં હવે કેમરે ચલાશે,
હવે તે શી ગતિ થાશેરે રામ, ૩૩

જોરે જોડાના દાન કર્યાં હોય તો,
પ્રાણીને પાર ઉતારોરે રામ. ૩૪
જોરે જોડનો અનુગ્રહણ આલ્યો હોય તો;
ફેરે ભાડે પ્રાણી આપેરે રામ, ૩૫
ફરી ફરીને મને શું રે પુછોછો,
નથી કર્યાં પુન્ય ને દાનરે રામ. ૩૬
ભલા તે જમડાને દયારે આવી,
જુનો જોડો એને આલ્યોરે રામ, ૩૭
ભુંડા જમડાને નજરે પડયો તે,
ઘોલો મારી ખુંચી લીધોરે રામ. ૩૮
દાધવનો ચોર તારે કંઇ હતા કહે,
ઉત્તમ દેહીઓ તમને આપીરે રામ. ૩૯
ફરી ફરીને હવે મનખો નહીં આવે,
લક્ષ ચોરાસીમાં પડશોરે રામ. ૪૦
ત્રીજે પગથીએ પ્રાણી જેમ તેમ ચડીયો,
ચોથે પગથીએ ભુખો લાગીરે રામ. ૪૧
આરે ભુખોમાં હવે કેમરે ચલાશે,
હવે તો શી ગતી થાશેરે રામ. ૪૨
ઓપેલા ઓ પેલા ભંડાર ભરીયા,
તેમાંથી શેર અન્ન અપાવોરે રામ. ૪૩
એક સોને બે વરસ સુધિ હું કમાયો,
ઉખલે ખરડે બહુ ખણુરે રામ. ૪૪
લાખોપતીરે બાઇઓ હું કહેવાતો,
વુઠ્ઠાણું જેને ઘેર ચાલેરે રામ. ૪૫

તેમાંથી કાંઇ તારે હાથે આલ્યાં હોય તો,
તે તારી સાથે આવતારે રામ. ૪૬
ચંપુ ઝારીઓ તારી કોરેરે મેલશે,
ખોખરી દુણી સાથે આવેરે રામ. ૪૭
ચોથે પગથીએ પ્રાણી જેમ તેમ ચડીયો,
પાંચમે પગથીએ રૂધિર દિઠારે રામ. ૪૮
આરે રૂધીરમાં હવે કેમ ચલાશે,
હવે તો શી ગતી થાશેરે રામ. ૪૯
જોરે ગાયોના દાન કર્યાં હોય તો,
હરી પાર ઉતારેરે રામ. ૫૦
નથી કર્યાં પૂન્ય મેં તો નથી કર્યાં દાન,
દયાનો મારગ ભુલી ગયો રે રામ. ૫૧
પાંચમે પગથીએ પ્રાણી જેમ તેમ ચડીયો,
છઠે પગથીએ થંભ દીઠારે રામ. ૫૨
આરે થંભે પ્રાણીને બાથ ભીડાવો,
અડધ બળ્યો અડધ રહયોરે રામ. ૫૩
બાહરે વધમાન તારા ઉભારે રાખ,
તે તો શા કર્યા પુન્યને દાનરે રામ. ૫૪
ઉનાળે જેણે પરબો મંડાવી,
ચોમાસે આપ્યા વિશ્રામ ઠામરે રામ. ૫૫
સિયાળે ડગલાં ટોપીઓ આપી,
ભુખ્યાને ભોજન આપ્યાંરે રામ. ૫૬
બ્રાહ્મણ શ્રવણને મેં તો સીધાંરે આપ્યાં,
તેને પુન્યે વિમાન મળીયાંરે રામ. ૫૭

છઠ્ઠે પગથીએ પ્રાણી જેમ તેમ ચડીયો,
સાતમે પગથીએ કુંડ દીઠારે રામ. ૫૮
ચોરે બેસી જેણે ચાડીયો ખાધી,
જુઠી શાખો ઘણી પુરીરે રામ. ૫૯
એરે પ્રાણીને પેલા કુંડમાં નાંખો,
એની તે શી ગતી થાશેરે રામ. ૬૦
કાન ખજુરા એના કાનમાં પેસે,
કીડીયો આંખો ટોચેરે રામ. ૬૧
સ્વર્ગની નીસરણીના સાત પગથીયાં,
ગાયન શીખે ને જે કોઇ સુણેરે રામ. ૬૨
ભટ પ્રેમાનંદ એમજ કહે છે,
વઇકુંઠ તેનો વાસ રે રામ. ૬૩

# સીતાજીના મહીના.

---

સખી બેસતાં કારતક માસ કંથ સીધાવીયાં
અતી ટાઢ કરે ચમકાર, શિયાળો આવીયો;
સખી નાખી ગયો નિરધાર મુને મુકી પરવશે.
વધીને થઇ વેરણ રાત, કે જાય નહીં જીવડો ૧
સખી માગસરે મદ જાય બાળાપણ દોહીલું.
જેના પીયુ ગયા પરદેશ સુખ નહી સોયલું
સખી સુની સુવાની સેજ સુના ઘર ઓરડા,
જેના પીયું ગયા પરદેશ, એના દીસ દોહલાં. ૨

સખી પોસ માસે પર ભુમી પોતાની સાંભરે,
સીતા ઝુરે એકલડા આંય આંખેથી આંસુ જરે.
સખી કોઇ આવે કોઇ જાય સંદેશો નાથનો;
હજી કાગળ ન આવ્યો કાંઇ હરીના હાથનો, ૩
સખી આવ્યો હવે માહ માસ સજન મને સાંભરે,
એવો વાય હીમાળાનો વાય દેહી મારી થરથરે,
સખી પોતાના દીલની વાત શની કને બોલીએ, ૪
સખી ફાગણે ફુલ્યાં ફુલ કે તરૂ તમામના,
પણ પીયુજી વસે નહીં પાસ ફુલ સા કામનાં,
રૂડા ગાય વસંતના રાગ હોળી આવી ઢુંકડી;
જેને વાહલા તણો છે વિજોગ શાને બાળે સુખડી. ૫
સખી ચઇતરે મારૂ ચિત ચીંતાતુર ચાલતું
નાવ્યો કાગળ કટકો એક સંકટ બહુ સાલતું,
સખી પીપળે આવ્યું પાન નાથ ન આવીયા,
એ રિતે પાંચે માસ ગમાવીયા. ૫
સખી વઇશાખે વીપરીત વાત હીમત મારી ટકે,
પાકી વનમાં શાખને દ્રાક્ષ સુડા માંડી સટકે,
ઉનાળે લુ વાય અગન અંગમાં ઝરે;
તોય નાથ વીખુટી નાર ઝુરી ઝુરી તે મરે, ૭
સખી જેઠે સહચરની સાથ, સરોવર ઝીલતાં,
જેના પીયુ જતાં પરદેશ, હૃદય નથી ખીલતાં;
સખી નાથ વીના નાહી ધોઇ અંબોડો શું વાળીએ,
વીના સ્વામી વપું શણગાર, સંકટ હવે ટાળીએ. ૮
સખી આવીઓ અષાઢ માસ, વૃષ્ટિ જળ બહુ કરે,

બોલે બપઇઆ પીઉ પીઉ બોલ, અજંપો અતીકરે;
સખી ઘોર અંધારી રાત દમકતી દામની
સુના ધણી વગરના ઢોર સેજો શા કામની, ૯
સખી ભરીયાં સરોવર નીર શ્રાવણ વરસે સરવડે,
મારાં ભીંજાય નવરંગ ચીર આંખોથી આંસુ જરે,
સખી પોતાના પીયુ શું પ્રીત કરી તે પાળીએ;
બીજા નીચ જનોથી નેહ તુરત ટાળીએ. ૧૦
સખી ભાદરવે ભરથાર ઉરે અભીલાખીએ;
પાકયાં અન ત્રિધવિધ જાત, નાથ નથી કહો કેમ ચાખીએ,
સખી દુઃખના દાડા દશ વીશ ઓસેરે ઠેલીએ;
એવી લાંઘણુ પાળજો લાખ, માયા નવ મેલીએ. ૧૧
સખી સાંભળ્યું આસો માસ પથ્થર રામ તારીયા,
બાંધી સાગર ઉપર પોળ વાંદરાને ઉતારીયા;
રોળી નાખ્યો રાવણ રાય સીતા ઘેર લાવીઆ;
અતી વરતાવ્યો જય જયકાર, અયોધ્યામાં આવીયા. ૧૨
આવ્યા ભરત શતરૂઘન ભાઈ ભેટયા સહુ ભાઇને,
રામ એ હરિનો દાસ સંભળાવે ગાઇને,
નર નારી શીખે સુણે થાય તેને સુખ બહુ મળે,
ભવો ભવના ભાવટ સરવ મુકિત સહેજ રળે;
રૂડા ગાઇએ બારે માસ શીલો જસ રામના;
પોતે શ્રીહરિ આપ સમરથ પુરે કામના. ૧૩

# ચેલૈયા પ્રારંભ

શેઠ સગાળશા સાધુને સેવે, વાણીઓ પાળે વરત,
ન મળ્યા સાધુને રહયા અપવાસી તાવવા આવ્યા તુરત.
કૃષ્ણજી કુડીયા થઇનેરે વેસ અતિતનો લઇનેરે,
ચંગાવતીએ ચરણામૃત લીધા નવરાવીને નાથ
પલંગ ઉપર પધરાવીને સ્વામી કીધા સનાથ
ખાંતે ભોજન ખીરના કીધાંરે, પીરસીને આગળ દીધાં
ખીર રોટલી અમે જમતા નથી, નથી અન્નનો આહાર,
ભોજન લોક અમે માંસના, આહારી એમ બોલ્યા કીરતાર;
બાવો વચન બોલ્યા આવુંરે, સમજી તમે લેજો સાધુ;
કસાયવાડે જઈ કરીને છુપાવી લાવ્યા માંસ,
સંગાવતીએ રસોઇને સુધારી, પીરસીયો પરસાદ.
વાયુ ઢોળે નર ને નારી, જમો તમે દેવ મોરારી.
અમે માટી માણસની જમીએ, પર માટીનો નઈ પ્યાર,
અઘોર પંથમાં રહેવું અમારે, ખેલ ખાંડાના ધાર;
વાણીયા વર્તજ ફળશેરે, એથી અવીનાશી મળશે;
માગ્યું વેચાતું માણસ ન મળે; હઇએથી નહી હાર;
માત પિતાએ પરિયાણુ કીધા. ચેલઇઓ સંહાર
વાતો તો રહેશે વિશંકરે, ચેલઇઓ લાલને લેખે
ભણતો ભણતો ભાગ્ય ચેલૈયા માન અમારી પ્રતીત
માત પીતા તારા મારવા બેઠાં આવ્યા અતીત,
ધુતારો ધુતિને જાશેરે પછી પસ્તાવો થાશેરે;

એ શું બોલ્યા ગુરૂજી અમારા, માવતર છોડયાં કેમ જાય;
નવ માસ જેણે ઓદર રાખ્યો, ગુણ ઓશીંગણ થાય,
ભઠતી મારી શીરને સાટેરે, શું થાશે મસ્તક માટે;
હું ભાગું તો ભુમિ લાજે મોરીંગ ના ઝીલે ભાર;
મેરૂ સરીખડા ડોલવા લાગે આકાશનો આધાર,
એહેરામણ માજા મુકેરે ચેલઇયો સત્ય ન ચુકે;
રજારે લઇને ત્યાંથી ચેલઇયો આવ્યો પોતાને આવાસ;
માતાએ મુખના મીઠડાં લીધાં નાખીને નિશ્વાસ;
આવતા ઉરમાં લીધો મારવાનો પરીયાણ કીધો;
એ શું બોલ્યા માતાજી અમારા નાખી, નિસાસો આજ;
સફળ મનખો ચેલઇયાનો માંસ જમે મહારાજ
ધન્ય ધન્ય આજનો દહાડોરે જુગતે જીવણને જમાડો;
માત પીતાએ બેએ મળીને છેદ્યું ચેલઇયાનું શીશ;
અણઘટતી તો એણે કીધી જમાડવા જુગદીશ;
ખેલ રચાયો ખરોરે પ્રભુ હવે પારણું કરોરે;
નાથ કહે છે મારી નજરે; લાવો પુત્ર તમારો છે જેહ;
મસ્તકની તમને માયા લાગી છે એમ અવીનાશી કહે;
તમે છો નરને નારી જુઓ મન વાત વીચારી,
આંખમાં તમે આંજણ આંજો; મનમાં આંણો ન મહેર;
તમે છો સાચા સતીરે: એમ બોલ્યા જુનો જતી.
મસ્તક લઇ ખાંડણીયામાં ખાંડો પીતાને વળી માંય;
આંખોમાં આંસુ ન આવે, હરખે હાલરડાં; ગાય;
ભોજનીયાં તો ભાવશું કીધારે, પીરસીને આગળ દીધાં,

સત્યવાદી તમે સાચા સતી સત્ય અમારે છે એહ;
વાઝીયાનું અમે જમતા નથી, એમ અવિનાશી કહે
તમે છો નરને નારી, જુઓ મન વાત વિચારી.
ભગવાન અહીંથી ભુખ્યા જાય તો નીશ્ચે ખુટયો કાળ;
સગાળશાને મનમાં ચોરી, બીજું ન મળે બાળ,
બંદગી તો સંતની કરીએ, નીકર વણુ માર્યા મરીએ.
સગાળશા કહે પુર્વ જનમના પ્રગટયા અમારા પાપ
ગુરૂ દુભાએ ગોતરી માર્યાં મારેલા માને બાપ.
ડુંગરીએ દવ લગાડયોરે, તેતો મારો ખેલ બગાડયો.
સંગાવતી કહે પાંચ મહિનાનું મારે છે ઓધાન,
ભલે આવ્યા સ્વામી ભુવન અમારે તમ સરીખું કામ.
ધણી મેં તો તમને ધાર્યારે, તમે મારા ખેલ સુધાર્યા.
સંગાવતીએ છરી લીધિ, માંડી પેટ માંય;
સાચી છે ટેક તમારી માગોં કહે દેવ; મોરારી
ચેલઇયાને સજીવન કીધો બેઠા રમે છે બહાર;
પછી સતી બોલ્યા વીચારી ભુધર દેજો ભકિત તમારી.
ભણુતો ગણુતો આવ્યો ચેલઇઓ લાગ્યો હરિને પાય,
માતાએ મોતીએ વધાવ્યો હઇડે હરખ ન માય;
દાતારે તો દરશન દીધારે, લ્હાવો લાખેણા લીધા.
શગાળશા શેઠ સંગાવતીને એવું ધરાવેલ નેમ.
ભાણુ પ્રતાપે ભણે રતનદાસ, તેને તરછોડીએં કેમ,
મોહનજી મળવા માટેરે; જાવું વઇકુંઠની વાટે;

# કાચબા કાચબીનું ભજન



કાચબો અને કાચબી એ તો હતા હરીના દાસ;
દરશન કારણ બાગ્ણે આવીયા રાખીને વિશ્વાસ.
આવતા નજરે ભાળ્યા ઝાલીને બાંધી માર્યા;
કળ કળામાં તું કાચબી કુડી, રામઇજાની રીત છે રૂડી. ૧
કાચબો કહે છે કાચબી ભુંડી તું ધારણ રાખે ધીર;
આપણને ઉગારશે વાલો, જુગતે જાદર વીર;
ચીંતા મેલી શરણે આવો, મરતા તને નહી દે માવો ૨
વારે વારે તુને વારતી કથ ન માન્યું કેણ;
કાળ આવ્યો કોણ રાખશે; તમે નીચા શું ઢાળો નેણ.
પ્રભુ તારો નાવીઓ પાણી મ.થે આવી મોત નીશાની; ૩
અબળાને તઇઆર ન આવે કરે કોટી ઉપાય;
કહ્યું ન માને કોઇનું એ તો ગાયું પોતાનું ગાય;
એવી વિસવાસની વાણી પ્રથમ પડેલા મત છે પોણી. ૪
કાચબી કહે કયા ગયો તારે રાખણ વાળો રામ,
પ્રાણ ગયા પછી પહોંચશે પછી શું કરશે તારો રામ
મુવા ટાણે મતિ મુંઝાણી તુટયા પછી ઝાલવું તાણી; ૫
શ્રીકૃષ્ણજી ત્રણ લોકમાં મારે તમારો છે વિસવાસ
અટક પડે ત્યારે આવજો મારા આત્માના આધારે;
ભગાભાઇ વાત છેલી થાજો બળતાના બેલી. ૬
ત્યારે કાચબી કહે કોણ ઉગારે તારો જાતો રહયો જુગદીશ

ચાર દીશાથી સળગાવીયા, લઇને ઓર્ગો વિચોવીચ
આમાંથી ઉગરીએ તો પાણુ બારી પગ ન ભરીએ; ૭
બળતી હોય તો બેશે મારી પીઠ ઉપરે રાખું પ્રાણ;
નીંદા કરે છે મારા નાથની એવા મારે છે મુજને બાણ;
વાલો મારો આવશે વારૂ આપણુને ઉગારવા સારૂ; ૮
હરી નથી કોના હાથમાં, તને શું બાંધ્યો છે તંત;
જેનો અવિશ્વાસ છે તારે તેનો ઇતબાર છે મારે; ૯
વીઠલજી મારી વારે ચઢજે શામળાજી કરો સાર;
લાજ લોપાશે લોકમાં પછી બીજી કોની વ્હાર;
હરી મારી હાસી થાશે પ્રભુ તારી પ્તીત જાશે. ૧૦
ત્યારે કેસ વજીએ કરૂણા કીધી મોકલ્યા મેઘ મલાર.
આંધણુમાંથી ઉગારીયા ઓલા કાચબાને કીરતાર;
ભોજલ કહે ભરોસે જેને, ત્રીકમજી તારશે તેને. ૧૧

---

# સુંદરીના મહીના.

---

આવ્યો કારતકનેરે ટાઢડી ચમકી ને પીયુડે માંડયા પરીયાણ દઇડામાં હાલકલોલક વ્યાપી ને વાલ્મીએ પુરેલ બાણ. વાલમીએ પુર્યા બાણ તે વાણી ઝરે નેણા ને નીસરે પાણી સેજ સાંભળી સુંદરી સુતી, આવ્યો કારતક ને ટાઢડી ચમકી એમ પીયુરે માંડયા પરીયાણ ૧ નતરે અંગટામાં અંગુઠી થાય ને માગસર મહીનામાંય કંથ વિનાની કામની સુનીને મીઠડા બોળા અન તે ન ભાવે નાવલીયા વિના, નીદ્રા

ન આવે, એમ કરતારેણી જાય. નતરે અંગુઠી અંગરડામાં થાય ને માગસર મહીના માંય ૨ પેષે મહિનાની પ્રીત છે દાહલીને રહેન શીયળાની રાત કંથ વીનાની કામની, નારીને જુઠડા જોબન

જ હતા સાંજ પડે ને પીઉ પીઉ કરતા એમ પીયુડે પીયુ ગયે। છે માથા મેલી પોષ મહીનાની પ્રીત દોયલી ૩ મહા મહીનામાં માનવી નાયને શોળે સજે શણગાર કાંબી કડલાં ને વિ ા વાગે ને ઝાંઝરનો ઝમકાર ઝાંઝરનો ઝમકાર તે કહીએ અંધારી રાતને એકલાં છીએ અમે સરવે સુંદરી સરોવર જાય, મહામહીને માનવી નાયજ રૂડીરેરતો વસંતની આવીને કુલયો ફાગણ માસ હોળી બળે હઇડામાં દાઝે નારી મેલે નીસાસ નારી મેલે નિસાસ તે નારી ગયો અમને રહીછુ' હારી; એમ સરવે સુંદરી મળી સંદેશા કાવે રૂડી રતો વસંતની આવે કુલ્યો ફાગણ માસ ૫

સંતચાળા ચઇતરના કહીએ; ને વનરે પલટીયા વેશ આવયા; આંબાને કોયલ ટહુકે તોય પીયુ પરદેશ તોય પીયુ પરદેશ તે હીને જઇએ સંત ચાળા ચઇતરના કહીએ. ૬

વઇશાખ મહીનામાં વાદળા હાલેને અંગ ઉલટ ન માય. સાખ; ગલેને સુંદરી જુવે જોબન જાય જોબનના દન જાય તે જાણુતાં રવી આથમેને પીયુ પીયુ કરતાં સેજે સુતા સાંજ હા સાલે વઇશાખ મહીને વાદળાં હાલે; ૭

આવયા આંબા ને જેઠ જણાયોરે; વચમાં પાકયારે વનકોયલ બપઇયા પીયુ પીયુ કરેને સઉ નામ લેરે સાજણુ અરેઓતરની; વાદળી દમણુમાં પાણી ભરે; એમ વાયા વાને મેં તો જણાયો આવયા આંબાને જેઠ તો જણાયો. ૮

અશાડ ઘડુકી ઉલટી આવયે ને વીજળી કરે ચમકાર કોયલ બપઇયા પીઉ પીઉ કરે ને મોરલા કરે મલાર; તે છીએ અંધારી રાતને એકલા છીએ હજુએ નાથનો સંદેશો ન આવ્યો અશાડ ઘડુકી ઉલટી આવયો;

શ્રાવણ મહીને સુંદરી રૂવે નયણે ખલકે નીર ટપક ટપક મઉલા વરસે ને ભીંજાય નવરંગ [illegible] ભીંજાય નવરંગ ચીર તમારા નાથ ગયાને અમને કર્યા નહાના એમ ઊંચી ચઢીને વાટડી જુએ શ્રાવણ મહીને સુંદરી રૂવે. ૨૦

ભાદરવે મહિને અન્ન ન ભાવે ને સુખ નહીં રે કુંચેરની ચડું ચી ઉતરું જોઉં પીયુની વાટ જોઉં પીઉની વાટ તેઓ વાકુ જોશીડા આવેને જોશ જોવરાવું કહે જોશી પીયુ ફરી આવે ભાદરવે. ૧૧

આશો મહીને હરી નવ આવ્યા ને ગરબા ગાવા કેમ જાઉં શેવ સુંવાળી લાપસી રાંધુને વાલા વિના નવ ખાઉં કે વાલા વિના નવ ખાઉં તે ખારૂં શરીર શોભાવું લાગે નહીં સારૂ એ ઘરે હોય તો વાગે પ્યાર: આસો મહીને હરી નવ આવ્યા અહક માસે ઘેર પધાર્યા સુખ થયું શરીર સરવે સખીયું ભેળી મળીને નવલી સઉનાર તે નારી સે મેતા દામજીએ વાત ભણી સારી નાથ આપ સર્વે કામ-સધર્યા અહક મહીને હરી ઘેર પધાર્યા.

